# અજબ માસીક ચોપાન્યુ.

**લવાજમ વરસે રૂ. ૦। ટપાલ સુદ્ધાં રૂ. ૦॥**

આ માસિકમાં વાર્તાઓ, નસીહત, નિબંધો, ગાયણો, વિદ્યા અને વૈદક વિષયો, રમુજી ટુચકાઓ, તથા તરેહવાર જ્ઞાન સાથ ગંમત આપે એવા સંસ્કૃત શ્લોકોના ગુજરાતી અર્થ સાથે સમજાવવામાં આવે છે તે ઉપરાંત ફુરસદને વખતે ગમત આપે એવી ઈનામની બાજીઓ મુકવામાં આવે છે.

# માસિક "ખોદાબક્ષ" ચોપાન્યુ.

**લવાજમ** વરસ એકનો ફક્ત **રૂ ૦॥।** પોસ્ટેજ મફત

ફક્ત નામની બાર આનાની કીમત આગપર આપનારનેજ વળી નિચે લખેલી ચોપડીઓમાંની ગમે તે એક ચોપડી ભેટ દાખલ આપવામાં આવે છે. કલગી ખ્યાલ રૂ૦॥

ગ્રીકશીક્ષક ૦॥, પાઠ દામન પોશીકા ૯ આના, મોરલકલાસના મીનીંગ ૦॥। જમબાઈ દાવરની બાહેલમના ગાયનો ત્રિ આના, ફારશી શીક્ષક ત્રણ આના

કોઈણી ગ્રાહકને નમુનાનો અંક અરધા આનાવાળી ટીકીટ આવેથી ખાત્રી માટે મોકલાવશું.

**એમ. જે. પારખવાળા, બાલુચટ સુરત**

# પ્રસ્તાવના.



આ લઘુ પુસ્તક સર્વે શોખીનગ્રુહસ્થ જનોને ગાવાને માટે અનેક રાગ રાગણીઓ દાખલ કરેલ છે. તે એવા હેતુથી કે ચાલુ નાટકવાલા ગાયનો ન ગાતાં આ પુસ્તક તન અને મનથી વીચાર કરીને વાંચવું કે જેથી કરી મનની અંદર જે વેહેમ જડ ઘાલી બેઠું છે તે દુર થસે, અને આ ભવ કેહેતાં સંસાર દરીઆ રૂપી છે તેને તરવાનું સાધન નાવ એટલે હરીનું નામ છે. માટે શ્રી રામચંદ્રજીનું અહોનીસ સમરણ કરવું. કારણ કે આ સંસાર સર્વે જુઠો છે. અને પરમેશ્વર ભક્તિ કરવી એજ સાચી છે. માટે સંતની સંગત કરવી, આપણ બધા માયામાં લીન થઇ પરમેસવરને ભુલી ગયા છીએ માટે આ પુસ્તક લઇ તેને વાંચી વીચાર કરવો કે જેથી ગ્નાન ભક્તિ, વૈરાગ્ય, ઉત્પન્ન થાય આ અમુલ્ય મનુષ્યા દેહરૂપી રત્ન મલ્યું છે, તેને નકામું ખોવું નહીં માટે મનમાં કાળની બીહીક રાખી સદા ઇશ્વર ભક્તિ કરવી એજ મારી વીનતી છે

**તાજે કલમ**—આ પુસ્તકમાં પદના રાગ વીગેરે મારા પ્રીય ગુરૂ ભાઇ રતનદાસ વાહાલદાસને ઘણી મેહેનત પડી છે તેને માટે આ જગ્યાએ એમનો ઘણો આભાર માનું છું.

લી. સેવક,

**મીઠુલદાસ પરભુદાસ માસ્તર**

આળ મુકંદ, ટાળ ભવ ફંદ, છો વ્રજ ચંદ, ગાઉંછું હું છંદ,
મોક્ષ કારી શ્રી આધાર —જય જય સ્વામી.
[illegible] કારણ, હાલ ઠારણ, જન તારણ, કંસ મારણ,
[illegible] મોક્ષારણ જુગ આધાર—જય જય સ્વામી.
[illegible] દાસ, કહે છે દેવીદાસ, સદા રે'જો પાસ, તાહારો છે-
વીશ્વાસ. સત ગુરૂ દાતા મારા આધાર —જય જય સ્વામી.

## ॥ પદ ॥ ૩ ॥

### અંગ્રેજી રાગનો ચાલ.

## શ્રી રામ સ્તુતી.

જા હવે જાય, મુખે નવ ભ.ખ - એ રાગ.

હે એક રામ, તારીજ હામ, કૃપા નીધાન, શ્રી ભગવાન—ટેક.
દેજો દયા કરી દીન. કહું અતી, વીશ્વપતી, ભક્ત આધાર,
દુઃખ હરનાર, મુજ હૈયાના હાર, મુજ જીંદગીના સાર,
બહુ નામી, ગુરૂ સ્વામી, વંદન કરૂછુ રે હું—હે એક રામ.
વાટ તાહરી જોઉં છું અતી, તુજ દયા દીલ, હરો કુટીલ,
જગ કરતાર, માગુ આધાર, છો તમે અપરમપાર, સમર્થ શ્રી-
જન હાર, મુરારી, ગીરધારી, વાહારે આવજો સ્યામ
હે એક રામ.
દેજો હમને શુધ્ધ મતી. જેથી થાય. નીર્મળ કાય, વૈકુંઠરાય,
કરો સહાય, રત્નના ભંડાર, સત ગુરૂ બોલનહાર, હરને,
ચરને, લાગ્યું છે ચીત્ત માહારૂં—હે એક રામ.
દયા કરજો ઉર થકી, કહે દેવીદાસ, તારો વીશ્વાસ, રેહેજો
પાસ, છેય ઉદાસ, જય જગ દેવ મોરાર, કરીએ નમસ્કાર,
દયાળુ, કૃપાળુ, મુખબર વારી જાઉં—હે એક રામ.

## ॥ પદ ॥ ૪ ॥

### ગુરૂદેવને અરજ.

ચેતન ચાહિયે આવ્યા છીએ રસપાન કરો - એ રાગ.

દર્શન દીજો મહારાજ હમપર કૃપા કરી, ભક્તને બેઠા જરી, અરજ ઉર ધરો, આનંદ પ્રેમ ભરી ટેક.

ઘુમી રહીયુ અજ્ઞાની છુ બાળ તાહારો, તમ વીના ઉતરવાનો નથી આરો, ઉર પ્રેમ ધરી, મહુ છું નાત પરી—દર્શન દીજો.

મારૂ શીર કર થાપો એ વીનતી મારી, વાહારે આવજો હો ગુરૂ દાસ ધારી, હમપર મેહેર કરી, સ્નેહ દીલ ભરી—
દર્શન દીજો હમપર.

શરણે આવ્યો છું માહારો ગુણ લેજો સ્વામી, દયા કરી ગ્રહો કર અંતરજામી, ઉમેદ પુરી કરો, મેહેલ પાય ધરી—દર્શન.

દેવીદાસ કહે છે ગુરૂ વાંમનાની, ચરણ કમલ ઉપર જાઉં બલીહારી, ભવસાગર ફરી, નહીં આવું હરી—દર્શન દીજો.

## ॥ પદ ॥ ૫ ॥

### રાગ દીપચંદી.

મોહે ગુરૂને દીઆ હે બતાઇ રે, મન મગન ભયો હે—ટેક.
અજ્ઞાન અંધેરા મીટાયા મેરા, પાપી નીંદસે જગાઇ રે-મન.
મીટ ગયા ત્રીવીધતન તાપ, નીર્મળ નુર બરસાઇ રે—મન૦
નહીં કછુ ઘટમેં નહીં કછુ બાંહેર, પ્રેમ રૂપી સમાઇ રે—મન૦
નહીં હે કાલા, પીલા નાહી, નહી કછુ રૂપકે માઇ રે—મન૦
નહીં હે રાતા લીલા નાહીં, રૂપ રેખ કછુ નાઇ રે—મન૦

ઉનકા ગુણુમે કહા લગ બરણું, એસી બરની ન જાઈ રે-મન૦
જહાં દેખું વહાં વ્યાપી રહ્યો છું, કેહેનેકો કહા ન જાઈ રે.
મન મગન૦
બાયગા ભજો જબ સતગુરૂ મીલ ગયો, જમકા બંધ છુડાઈ રે.
મન મગન૦
તરવેણી કે તીરા ઉપર, જલહલ જ્યોત જગાઈ રે- મન૦
દેવીદાસ મગન ભએ જગડી, ગુરુ ચરણુ લપટાઈ રે મન૦

## ॥ પદ ॥ ૬ ॥

## મનને ઉપદેશ.

ચાલોની સૌ ચાલો તમે લડવાને આધાર - એ રાગ.

આવોની સૌ આવો તમે સતગુરૂને દ્વાર, ભવના બંધન છુટે ભાઈ, કરતા નમસ્કાર--ટેક.

બાજી હજુ હાથમાં છે, કેમ લગાડો વાર, કુણીને કમ્મર
બાંધો હવે, થાવોની હુશીઆર—આવો૦
ભજનમાં શું કી લાજ મુકી, થાવોની તૈયાર,
સરણે જઈને આધીન થઈને, ભજવો દેવ મોરાર—આવોની.
ગુરૂજી વીના મુક્તી નથી, સમજો નર ને નાર,
શુકદેવ સરીખા ફર્યા પાછા, વૈકુંઠથી ત્રણુ વાર—આવોની.
શીષ્ય થઈને સેવા કરો, ગુણુ ગાવો અપાર;
નીર્ભય નીશાન ખંડી કરીને, ઉતરો ભવજલ પાર—આવોની.
આપાની અંધારી ઓઢી, પડે છે કાલની ધાર,
કહે છે દેવીદાસ, આ તો જુઠો છે સંસાર—આવોની.

## ॥ પદ ॥ ૭ ॥

## મનને ઉપદેશ.

બંધ કીલ્લો બાપુજી શું કામ—એ રાગ.

મન મોજી સુમર શ્રી રામ, તને કહી સંમજાવું રે-મન--ટેક
આ દુનીઆમાં છે ઘડી પલકની, જીંદગી છે ફુલ સમાન-તને.
રામ વીના નથી સંગુરે તારૂં, ભુલે શું મુઢ હેવાન—તને.
રામ નામ જેણે મુખે ન લીધું, ધુળ પડી તે જબાન—તને.
સીતા રામ સુમરશે હેતે, છોડીને માન ગુમાન—તને.
સત ગુરૂ શાસ્ત્રોને પુરાણ મીત, હરદે ધરીને તું હામ—તને.
દેવીદાસ કહે હરી ભજન વીના, ચડશે તું નરક નીસાન—તને.

## ॥ પદ ॥ ૮ ॥

અરજી.

ઐસે ચેતા (૨) સકલ સંસાર, ઐસે ચેતા સકલ—ટેક.
કાલ હંકાર ક્રોધ દુરાચાર, દુષ્ટ જાણો નીરધાર—ઐસે.
એ શાગરસે કૈસે તરીએ, લગ રહ્યા અંધાર—ઐસે.
તેરી સહાય સાન કરેગા, સેતાન કરેગા ખુહાર—ઐસે.
એ દુનીઆમાં હે થોડે દીનકી, હરે કયા નર કયા નાર-ઐસે
ભજનકી સ્તુતી કર લે, કરે ગુન્હોકા ઈકરાર—ઐસે.
ગ્યાન ધીઆનસે હરીગુણ ગાઈ લે, આજી ગુરૂ તારણહાર
ઐસે ચેતા.
અજહુ ચેતા નરે અગનાની, કૈસા હોઇગા હુસ્યાર—ઐસે.
દયાદાસ આધીન કહેતે, સતગુરૂ લેયગે ઉગાર—ઐસે ચેતા.

## ॥ પદ ॥ ૯ ॥

### મનને ઉપદેશ.

રાગ—બરહુશ ગજલનો.

શું નીંદ્રમાં ઘેરાયો મન, અવસર આ તો જાઈ
કોલ કર્યો ગર્ભ માંહી, તે કેમ ભુલો ભાઇ—શું નીંદ્ર૦
કાલ ક્રોધ હરદે રાખો, તેથી બુધી જાઈ,
સીલ સંતોષ ભગતી કરો, જેથી મોક્ષ થાઇ—શુ નીંદ્ર
સત્ય કરી વીચારોને દીલમાં તમે ભાઈ,
કયાંથી આવ્યા ને કયાં જઈશું, કોણ જશે સાઈ—શું નીંદ્ર
સત્ય લોકથી જીવ આવ્યો, શમાસે ત્રીગુણ માંઈ,
માયા રૂપી જાલમાં, ભુલો પડયો તુ ભાઈ શુ નીંદ્ર
ભટકો સાને ભવમાં તમે, વીચારો દીલ માંઈ,
કામ ક્રોધ વસ કરો, જેથી મુક્તી થાઈ—શુ નીંદ્ર
નીર્ગુણ ભકતી જો કરે ને, મન સ્થીર જો થાઈ,
દેવીદાસ કહે છે સત્ય, વૈકુંઠ જઇ સમાઇ—શુ નીંદ્ર

## ॥ પદ ॥ ૧૦ ॥

### ગુરૂદેવને અરજ

સાંભળ શાહુ બોલો તમારા રાણી—એ રાગ

હમકું દર્શન દીજો, હો ગુરૂ પ્રેમી, પ્યારી, દારી, આપી
હું ગુરૂ પ્રેમી - ટેક.

ભવસાગર ભર્યો વીખ જલ ભારી, બુડત બાંહ્ય પકડી લીજો
હો ગુરૂ પ્રેમી—હમકું,
અવગુણ બહોત નહી ગુણ એકો, ગુન્હા મેરા માફ કીજો
હો ગુરૂ પ્રેમી—હમકું.

કલજુગ મેં સબ માયા કે લોભી, તુરીઆ દરશ મોહે દીજો હો ગુરૂ પ્રેમી--હમકું.

ગુરૂ બીન સગા કોઈ નહીં મેરા, ચરણુ સહાય સાથ રીજો હો ગુરૂ પ્રેમી—હમકું.

અરજ કરત હું ચરણુ પડત હું, ડુબતા ઉબાર લીજો હો ગુરૂ પ્રેમી—હમકું.

પાની બીન જેસે મીન પીઆસી, એસી હું દયા કીજો હો ગુરૂ પ્રેમી—હમકું.

સદા રહું ચરણુ લપટાઇ, પ્રેમ આનંદ સુખ દીજો હો ગુરૂ પ્રેમી—હમકું.

કરમ ભરમમેં શબ જુગ અટકે, ભરમ ગઢ તોડ દીજો હો ગુરૂ પ્રેમી—હમકું.

સોવત હું મોહે નીંદ નહીં આવે, જાગત નહીં જગા દીજો હો ગુરૂ પ્રેમી--હમકું.

નાવં નહીં દેખા તખત નહીં દેખા, ખેવટ પાર લગા દીજો હો ગુરૂ પ્રેમી—હમકું.

રવીદાસ ગુરૂ અરજ કરત હે, જોતમે જોત મીલા દીજો હો ગુરૂ પ્રેમી—હમકું

## ॥ પદ ॥ ૧૧ ॥

## ગુરૂદેવને અરજ.

રાગ ઉપરનો.

ચરન કમલ બલ જાવ બીનંતી મોરી, હરજી મરજી સરજી બીનંતી મોરી—ટેક.

જૈસે ટલે ત્રીવીધી તન તાપ, એસો ગુર બરસાવ બીનતી મોરી—ચરન.

કામ ક્રોધ જમકી ફાંશી, છુટત નાહીં છુડાવ બીનતી મોરી. ચરન૦

મોહ માયા કે જાલ ફસાએ, એહીં બંધનશે છુડાવ બીનતી મોરી—ચરન.

ત્રણા લગી મોહે રામ નામકી, સોહી તખ્ત બુઝાવ બીનંતી મોરી—ચરન.

માન બળાઈ છાંડુ હું મનસે, કરતાકે ગુણ ગાંઊં બીનતી મોરી—ચરન.

જીને રચી ઉત્પન કીની, વાકુ શીસ નમાવ બીનતી મોરી. ચરન.

ઘઘન મંડલમે તાલા લાગા, સત ગુર ખોલ બતાવ બીનંતી મોરી—ચરન.

દત્રીદાશ કહે પાર ઉતારો, જોતમે જોત મીલાવ,બીનંતી મોરી ચરન.

## ॥ પદ ॥ ૧૨ ॥

## મનને ઉપદેશ.

જુને ક્યું મન માન હો અગનાની, તેરા ન મેરા કોઈ નહીં હે અગનાની—ટેક.

ભાઈબંધ ઔર કુટુંબ કબીલા, સબહી માયાકી ખાન હો અગનાની જુને ક્યું.

અંતકાલ કોઈ કામ નહીં આવે, માથે મરણ કેરી બાન હો અગનાની—જુને ક્યું.

એ સંસાર સબ રૈનકા સપના, ઐસે મનવા જાન હો અગનાની
ભુલે કયુ.
આશા ઓઢી સબહી જાવેગા, ઓઢી ઘોડા મેદાન હો અગનાની.
ભુલે કયુ.
એક મન ભુલે દોહી મન ભુલે, ભુલે સકલ જાહાન હો અગનાની.
ભુલે કયુ.
ઓડંગ મોલંગસે પ્રીત તું કરશે, કાહેકુ પાવે પ્રાન હો અગનાની.
ભુલે કયું
આપ મતીસેં સબજુગ ડુબે કયા કરે બેદ પુરાન હો અગનાની
ભુલે કયુ.
કોઇ હાકમ કહા નહી માને, આપનકું પરમાન હો અગનાની.
ભુલે કયુ.
સત સરૂપી બ્રહ્મ અરૂપી, વહાં તુમ ધરસો ધ્યાન હો અગનાની
ભુલે કયુ.
દેવીદાસ કહે સુન મન મેરા, હમારા કહા સત માન હો અગનાની.
ભુલે કયુ મન મુંઢ હો અગનાની.

## || પદ || ૧૩ ||

મુજે તુમ છોડકે પ્યારે—એ રાગ.

હરી ગુન ગાવો હો પ્યારે, ગુરૂકા નામ પ્યારા હે.
અરે ગરીબ નિવાજ કર દીન, હરી બીન કોન તેરા હે—ટેક.
નીસદીન એ દેહાં નાહીં, એક દીન જાના પલ માંહી,
સમજ મન ચેત અબ યાંહી, આગે દુઃખ બહોતે રાહે—હરી.
જ્યું ડુંગરકા પાની, એસી નર જાનુ જીંદગાની,
ભુલે કયું મન અભેમાની, જુગત ભ્રમ જાલ ડારા હે—હરી.
કાંહાસે આયા કહાં જાયગા, ગુરૂ બીન ગોથે ખાયગા,

તેરી સંગ કોન આવગા, અગમકા દેશ ન્યારા હે—હરી૦
દેખો રાવન કયા હોતા, ઐસે સબ જાઈગાં રોતા,
એ સંસાર હે ખોટા, એહી સબ જુઠ પસારા હે—હરી૦
મોહ મમતાકુ છોડો તુમ ગુરૂસે સ્નેહ જોડો તુમ,
માયાકા ફંદ તોડો તુમ, સુફલ જબ જનમારા હે--હરી૦
ભવસાગર ભર્યો ભારી, ડુબત કોન લેંગે ઉગારી,
સીરપે જમ ધા કરત કારી, ગુરૂ ખેવન હારા હે—હરી૦
આગર તુમ સોચ કર દેખો, સત ગુરૂ સીરપે કર લેખો,
આપ નીજ નામકું પેખો, નીરંજન નીરાકારા હે—હરી૦
હરીગુણ દેવીદાસ ગાવે, ગુરૂશે ધ્યાન લગાવે,
જન્મ મરણુ મીટ જાવે, ગુરૂ ચરણુ બલીહારા હે—હરી૦

## ॥ પદ ॥ ૧૪ ॥

માર માર તરવાર ઉભો જુવે છે શું—એ રાગ.

માર માર હેંકાર મુંઢ જાુવેછે શું, જાુવેછે જાુવેછે જાુવેછે શું—ટેક
મોહ માયામાં ગુંચાઈ રહીને, મેશ ઘશી મુખ ધુવે છે શું—માર.
ખાલી જનેતા ભારે મારીને. સોળ તાણી તાણી શુવે છે શું—માર.
હરી ગુણ ગાતાં નીંદ્રારે આવે, ભાંડ ભવાઇ જઇ જાુવેછે શું—માર.
હરીનું નામ તેં હાથથી ખોયું, હાથ ઘશી જળ લુવેછે શું—માર.
અકલ કહાં ગઈ તાહારી અભાગી હવે તાહારા મનુવેછે શું—માર.
શ્રી રામ નામ લીધું નહી હેતે, ધુળ પડી મુખ ધુવે છે શું—માર.
ગુરૂને જવાબ શું જઈ દેસો, મખળાનું નુર તું ખુવે છે શું—માર.
દેવીદાસ કહે હરી ભજ્ય લે, રામ શુમરતાં રૂવે છે શું—માર.

## ॥ પદ ॥ ૧૫ ॥

રાગ ઊપરનો.

અવ ગુરૂજીનું નામ મુખે લીધું છે શું, લીધુંછે લીધુંછે લીધુંછે શું—ટેક.

પ્રપંચમાં તું પચી રહીને, માથે મરણ માંગી લીધું છે શું—સત.
ગરભવાશમાં કોલ કીધો ત્યાં, ગુરૂજીએ નામ તને દીધું છે શું—સત
ખોટાજ ખેલમાં ખુપી રહીને, કારજ તાહારૂં શીધું છે શું—સત.
ભજન કીર્તન ગ'ઇ કરીને, કરવાનું શું ને કીધું છે શું—સત.
દેવીદાશ કહે હરી ભજન વીના, જન્મ ધરીને કીધું છે શું—સત.

## ॥ પદ ॥ ૧૬ ॥

મેરી પરીકુ સમજાકે—એ રાગ.

જરા મનકુ સમજાકે, ગુરૂ ચરન ગ્રહો જાકે—ટેક.
જો તુમ ચાહો મોક્ષ ઈચ્છાકુ, સુફલ કારજ સુધાર,
નહીં અવશર વારોવાર, કર લે બીચાર, તન મનસે—ગુરૂ
મંછા જનમ નહીં વારમવાર, ખ્યાલ કરો ઐસે મન,
લુટો રામ નામકા ધન, તેરા બંધન, છુટા જમશે—ગુરૂ.
સત ગુરૂ દાતા ભવ તારન હે, કુળ કપટ નીવાર.
એક શીરપે સતગુરૂ ધાર, ઉતર ભવ પાર, મીલો રામશે—ગુરૂ
સત ગુરૂ આજ્ઞા હીરદે ધરકે, કરો અપના બીશરામ,
નહીં કોણી બેઠે તુજે દામ, શમર શ્રી રામ, ઉમંગશે—ગુરૂ.
રામ નામશે કંઈ એક તીર ગએ, નુગરા મન પસતાઈ,
અબ કયું સુસે મેરે ભાઈ, જનમ બહે જાઈ, બીના નામસે—ગુરૂ
રામ નામકા નોકા બનાકે. પાર ઉતરના ભાઈ.
દેવીદાશ એહી ગુણ ગાય, હરખ ન માય, અંતરસે—ગુરૂ.

## ॥ પદ ॥ ૧૭ ॥

હા ખુરાં હુવા જરૂર ગોરખા લે જાયંગા—એ રાગ.

હાં શુમર રામકુ રે, કલ બીત જાયગા હરી ભજન બીના તુજે,
કોન રે બચાયગા—હાં સુમર—ટેક.
શીરપે કાલ ચેત મન, અબહી આયગા, બાંધ કે લે જાયગા તુજે,
કોન છુડાયગા—હાં સુમર.

હરી સુમરન કર આ ભવમાંઈ, ગુરૂ આવી ઝાલશે તાહારી બાંહ્ય—સમ.
આયુષ્ય આનો જાઈ છે વહી, કદી કાલ તુજને મુકેજ નહી—સમ.
મસ્તક ઉપર કાલ તો ફરે, હંકાર કરતાં કેમ ન ડરે—સમ.
નીશ્ચે મરવું મનમાં તું જાણ, અંને તાહારી થાસેજ હાણ—સમ
હરીની ભકતી નહી તે કરી, કીર્તીમાં ધુળ તેથી મળી—સમ.
દેવીદાસ રામ ભજો પ્યારથી, ત્યારે તું તરસે ભવ પારથી—સમ

॥ પદ ॥ ૭ ॥

ચોરી કરી અમે તે શું, આ શું દીધું દુઃખ પ્રભુ—એ રાગ.

તોડી કરીને પ્રીતડી, કયાં જઈ રહ્યા મોહન,
ગોપી સહુ રૂદન કરે. કયાં જઈ રહ્યા મોહન—ટેક,
પીયુ ગયા છે પરદેશ, ઉપનું દુઃખ અત્યત પ્રભુ,
કંગાલ મુજને કરી, કહાં ગયા છે કંથ પ્રભુ—ચોરી કરી
અંતરમાં લાગી છે આગ, કહો કેમ જાય સહ્યું.
પીયુ વીના પીડાય છે, પીંડ દીલ દરદી થયું—ચોરી કરી
દીન ઉપર દીન જાય છે, ધીર હવે કેમ ધરૂં,
ચીંતા થાઈ છે ચીતમાં, કહોજી કેમ હું કરૂં—ચોરી કરી.
કંથ વીયોગે પલ જાય, થાય દુઃખ જેવડી,
તનડું બળે છે માહેરૂં, ઘણું ગો ઘડી ઘડી—ચોરી કરી.
યાદ આવે છે મન માંહી, પીયુજી પ્રેમ ટેવડે,
અંતરમાં ઉઠે છે ઝાર, સુખ નહીં સંપિયાડે—ચોરી કરી.
બપૈયા કરે બકોર, પીયુ પીયુજી જપે,
સાંભળીને તેનો શોર; કાળજું માહારૂં કંપે—ચોરી કરી.
તલખું હું વાહાલા કાજ, ઝુરીને ઝાંખી થઇ,
જેમ નાખ્યા જ્ઞાન નાથ, તેમ દાલ ઠેરૂં નહીં—ચોરી કરી

સરને થયાં છે મારા કાજ, પ્રેમે બીડી બાથજી,
કહે દેવીદાસ હવે, મલ્યા મુને નાથજી—ચોરી કરી.

**॥ પદ ॥ ૨૧ ॥**

તુમ આકર કયું દીખાઓ મોહે બંદર વાંકા ખેલ—એ રાગ.

તુમ આકર કયું બીશર ગએ ગુરૂજીકા નાગ, બોલે બાલે મનકા સમજાકે રખો ઠામ, સત ગુરૂ ગુણ ગાવું સદા, સુમરૂં આઠો જામ.
તુમ આકર—ટેક.

રામ ભજયો નહી કીઓ કછુ સુકૃત, એસે પસતાઇ રહેગા
કોટી ઉપાય કરે ધનકે હીત, તખદીર લીખાસો લહેગા—તુમ.
કાલ મહા બલવંત બળો હે, સાંધી રહયો શીરપર નેર
પલકમાંહી મારી ગીરાવત; લાગત નાહીં કછુ બેરે—તુમ.
દેહ સ્નેહ ન છાંડત હે નર, જાનત હે સ્થીર ઓ દેહાં.
કાલ અચાનક આઇ ચહે કંઠ, ગીરાઈ કરેગા તન ખેહાં—તુમ.
આજકી કાલ ચલે ઉઠીમુરખ, ને હરી દેખત કેત ગએ,
કયું નહીં અબ તું રામ સભારત, એહી જુગમે કહું કોન રએ—તુમ
છાંડ કુબુધી ભજે ભગવંતકુ. આપ તરે ઓરનકુ તારે,
તોહી કહયો કીતની બેર તું મન, કયું નહી આપકુ સંભારે—તુમ.
સત ગુરૂ મીલે ભેદ બતાવે, તાંકે હમ તો ગુલામ હે,
દેવીદાસ એસે ગુરૂ દેવકો; હમારા નીસદીન પ્રણામ હે—તુમ.

**॥ પદ ॥ ૨૨ ॥**

અરેરે દુષ્ટ અભાગીઆ—એ રાગ

સહાય મોરી કરજો ગુરૂ તમે, ચરણે પડી અરજ કરીએ હમે ટેક.
આતુર છું હું તો મલવાને તુને, મેહેર મુજપર કરજો તમે—સહાય
તમુ વીનારે હમને ચેહેન ન પડે, આ ભવમાં મારૂં મનનો ભમે.
સહાય.
આ સંસાર દેખી જીવ મારો કંપે, ધીરજ દીઓ ગુરૂજી જીવ તો ધંભે—સહાય.

ગુરૂ વીના સગા જુગમાં નહીં, મેહેર કરી દર્શન દીજો હમને-સહાય
મેં વારી જાઉં તારા નામને, દાશ આધીન થંઇ પાએ તો નમે.
સહાય.
મેહેર ધણી મારી વાહારે ચડો, તમુ વીના જીવ.દુઃખ તો ખમે.
સહાય.
વસમી વાટના સંગી તમે, ધાજો ધણી આરે સમે—સહાય.
કરજોડી કહેછે દેવદાશ. નહીં તો તેડું કરજો હમને—સહાય.

## ॥ પદ ॥ ૨૩ ॥

કયું હે દેર લગાઈ પ્યારો કયું હે દેર લગાઇ—એ રાગ
ગુરૂકુ મનાને જાવું પ્યારો ગુરૂકુ મનાને જાવું, મનમે અતી હરખાઊં.
પ્યારો—ટેક.

ગુરૂ ચરણમેં પ્રેમશે વંદુ. મનમે આનંદ ભરાઉં,
સતગુરૂ નામ જપું લવલાઈ, મમતા માર હટાવું—ગુરૂકુ
કામ ક્રોધ મોહ માયા તજકે, સતગુરૂકા ગુણ ગાવું
પાંચ માર પચીશ સમજાવું, દુર્ગુણ દુર બહાવું—ગુરૂકુ
કુમતી પરમોધ સુમતી લાવું.. જહાંશે મુકતી.પાવું.
દીન દયાલ વસો ઘટ ભીતર, વારી વારી બલ જાવું—ગુરૂકુ
દેવીદાશ કહે ગુરૂ કીરપાસેં, એ ભવ ફીર નહી,
સબ સંતનકુ ચરણ બંદગી, ચરણો શીસ નમાવું—ગુરૂકુ

## ॥ પદ ॥ ૨૪ ॥

રાગ ઊપરનો ચાલતો.

મેં પ્યાશી ગુરૂ દર્શનકી, હું મેં પ્યાશી ગુરૂ દર્શનકી,
દર્શનકી તારે ચરણુકી—મેં પ્યાશી—ટેક.
ભજન લગાકે પીયા મોરે બીછડે, સેજ પડી હે સુનનકી,
દરદવ હારી લગ રહી તનમે, અંખીઆં લગી હે ફરકનકી-મે.

અવધ બીતે પ્રભુ નહીં આવે, ધીર નાહી મે ધરનકી,
મેં લીલાની રીરૂ ઉદાશી, શુખ ભુલી મોરે તનનકી—મેં પ્યાશી.
પીઆ બીન મોસે રહા નહીં જાઈ, મેં દાશી હું ચરનનકી,
દર્શન દીજો દયા મય સ્વામી, રાહા દેખું બોહોત દીનનકી—મેં.
પીઆ બીના હું બેગન દુખીઆરી, રહા નહી જાય એક પલકનકી,
દેવીદાશ કે પીઆ જો આએ ચરને શીસ હું રોરનકી—મેં પ્યાશી

॥ પદ ॥ ૨૫ ॥

## કૌશલ્યા રૂદન.

ગુલે ગુલજાર ન જોરા નાઈ—એ રાગ.

કહે કોશલ્યા સુનો કેકાઈ, કયા બાત એ દીલમેં આઇ—ટેક.
રામ લછમન સીતા બેનકુ શીધારે, પુત્ર વીયોગ રહે નહીં ધીર,
અંધનકી એ લકડી મેરી, પ્રાણજીવન રઘુવીર, એસી ક્યું મતી તેરે દીલ
આઈ—કયા બાત૦
હોહા કાર ભઓ નીજ પુરમેં, રૂદન કરત કૌશલ્યા માઈ, દસરથ પ્રાણ
તજે બન સુનકે, પીછે રહી પસ્તાઈ, કહો કયા શાન ઈરમે દીખલાઈ—કયા
કયા
કોન દેશ રઘુબર શીધારે કોન બન અબ ઢુંઢુ રે જાઈ, બડે બાહરવેકી
રેન અંધારી, પવન ચલે પુરવાઈ, અબ મેં કયા કરૂં રે ઉપાઇ—કયા.
મીન જૈસે તલફે પાની બીન, એશી રીરૂ મેં અગોંયા માંઈ. રામ
લછમન સીયા શુધ જો દેવે, તાંકુ દેવું મે બધાઈ, કૈકેને કપટ કીઆ
દીલમાંઇ—કયા-
આગે આગે ચલત રામજી, પીછે ચલત હે લછમન ભાઇ, બીચ મેતો
શીયાજી ચલત હે, ચીત્રકોટચળ આઇ સરાસર દેખ હરીકી ચતુરાઇ
દેવીદાશ કહે શુણો મેરી મૈયાં, શ્રી રામજી હે સદા શુખદાઇ, સબ દેવન
કે બંધન છુળાકે, પીછે અવધપુર આયે, જય જયકાર ભઓ અયો.
ધામાંઇ—કયા.

## ॥ પદ ॥ ૨૬ ॥

### મનને શીખામણ

મનરે સમજકે સોદા કરો રે—ટેક.

કુમતી પરમોધ સુમતી ઘર લાવો, દુરમતી દુર કરોરે—મનરે.
ઓછી જુગાનેં બનજકુ આઓ, સત ગુરુ [illegible] કોરે—મનરે.
પ્રીત પટેરી કર લે મનવા, ગ્નાન [illegible] ભરોરે—મનરે.
તન મન ધન લેકે ગુરૂકુ મનાવો, ચરણે શીસ ધરોરે—મનરે.
દેવીદાશ ગુર ચરણે લપટકે, ભવશાગર તીરોરે—મનરે.

## ॥ પદ ॥ ૨૭ ॥

### મનને બોધ.

અટકાતું, ગોવર્ધ ન્યારા—એ રાગ.

સમજાવું (૨) મનને સદાઈ. ગુરૂ ચરણ રહો લપટાઇ,
સત ગુરૂ (૨) કરસે સહાઈ—ગુરૂ ચરણ રહો—ટેક.
નર દેહ દીધોછે અમુલ, તે જાયછે કોડીને તુલ, શું રહ્યોછે મનમાં ફુલ
મારે જમરાય, બાંધી લઈ જાય, મારે શાર ઘાય, નહીં પામાઈ-ગુરૂ.
આ જનમ છેરે સારો, એ ભવ તરવાનો આરો. [illegible]
ભજ ભગવાન, છોડી દે ગુમાન, અરે દયા દાન, [illegible] ગુરૂ.
હવે જાઈશ માં વીસારીને. તું ભરજે પગ ઠરીને, [illegible]
અરે વીચાર, પર ઉપકાર, [illegible], હરી ગુણ ગાઇ—ગુરૂ.
હવે શુમરશીતારામ, ગુણ ગાવોને આઠો જામ, [illegible]
અરે અવશાર, શુકૃત તું કર, પાપથી ડર, તેથી શુખ થાઈ—ગુરૂ.
દેવીદાશ એમ શમજાવે, ગુરૂ ચરણે ધ્યાન જો લાવે, ફરી ગરભવાસ નહી
આવે, અરે સંશાર, દુઃખ વારવાર. હરી શંભાર, વેકુંઠ જાઈ—ગુરૂ.

## ॥ પદ ॥ ૨૮ ॥

રાગ ઉપરનો ચાલતો,

હમ ચલે (૨) ગુરૂજી મેરા, માફ કરના ગુન્હા હમેરા—ટેક.

અબ અરજ સુનીએ મેરી, મે હૂં શરણાંગતી તેરી, મેરી પ્રીત તુમ-
સંગ ઘેરી, અરે મરણ, દુખ હરન, ધરણી ધરણ સુખ કરણ બસેરા-
સત ગુરૂ શુરત નીહાળું, મોહ પ્રપંચી મે મારૂં, હીમત કભુ નહીં હારૂં,
સ્થીર કરૂં મન, દીજે ચરણ, તત કરણ, પાપ હરણ બહો તેરા–માફ
તકશીર મેરીમાફ કીજે, આશીર્વાદ હમકુ દીજે, અબબંદગીમેરીલીજે,
કરો દયા દીલ, ખેલું હીલ મીલ, હરો કુટીલ, ગુરૂ આપ મેરા– માફ
દેવીદાશશીતારામકરકે, જાનેશીરચરણુંપેધરકે, એસંસારસાગરતરકે,
હરે દીલદાર, સબકુ જુહાર, પલકમેં પાર, કીઆ ભવ ફેરા–માફ.

## ॥ પદ ॥ ૨૯ ॥

### મનને શીખામણ.

અએ બાદે સબા જા ચમન ચમન ફીર પતા તુ ગુલ કાલા–એ રાગ

અએ રામ નામ ગુણ ગાઈ લે પ્યારે ભટકત ક્યું મનવા,
જા ચરન સરન તું જા, અબ જા, જા, જા ચરન સરન—ટેક.
હીરા છોડકે અરે મુરખ તુને જનમ ગુમાયા,
ક્યા માયા મન ભાયા, ક્યા, ક્યા, ક્યા માયા—૧.
કોલ કીઆથા ગરભ બાશમે જબ બાહેર આયા,
ક્યા કરાર કીઆથા, દે બતલાવ ક્યા, ક્યા કરાર—૨.
આન ફસાહે અબ તુ ભવમેં કર તેરા છુટકા,
ક્યા ભિશમે સાર દેખા, ક્યા, ક્યા. ક્યા ભિશમે શાર—૩.
અબ તુ મનવા ચેત શવેરા સીરપે જમ કાલા,
જા હરી સુમર ગુન ગા, મુખ ગા, જા, જા હરી સુમર—૪
મોહ બીસે લપટ કર તુને ક્યા નશા પાયા,
ક્યા તારણ ભિશમે થા, ક્યું લપટા, ક્યા, ક્યા તારણ—૫.
ભાઈ બંધ ઓર કુટુંબ કબીલા નહીં સાથ આવેગા,
સબ યહાં પડા રેહેગા, અએ રહેગા હાં, શબ યહાં પડા—૬.
દેવીદાશ કહે રામ ભજન બીન ખાવેગા ગોથા,
ક્યા નીંદ ભર સોતા, સોતા, ક્યા, ક્યા નીંદી—૭.

## ॥ પદ ॥ ૩૦ ॥

### ગુરૂદેવને અરજ.

અંગ્રેજી રાહની ચાલ.

સદા રહો પાસ ગુરૂ સદા રહો પાસ,
કૃપા કરી પાપ ટારો, અરે અવીનાસ—ટેક.
ભવમાં છે દુઃખ ભારી તેથી હું ઉદાસ,
ભક્ત જાણી વાહારે ચડો, કષ્ટ કરો નાસ—સદા
દસ દીસામાં છે તારૂં, નામ તો પ્રકાશ.
તમને જાણ્યા વીના સો, પડે જમ ફાંસ—સદા.
ધન્ય ગુરૂ દાતા મને, એક તારી આસ,
સુધ બુધ જ્ઞાન દેજો. થાઈ મન પ્રકાશ—સદા.
સદા તારા ગુણ ગાઉં ઉર અતી ઉલ્લાસ,
ભક્તી દેજો સદા મને, કહે દેવીદાસ—સદા.

## ॥ પદ ॥ ૩૧ ॥

### શ્રી રામ કૌસલ્યા સંવાદ.

તુ ન ફુમલા જીઅરવા હો પીતા મોરા—એ રામ.
તુમ ન કર ફીકરવા હો માતા મોરી—ટેક.
બચન પીતાકા કૈસે ન પાળું, પશ્ચિમ ઉગે સુરજવા—હો માત
હુકમ દીજે બનમે જાવું. મન રખો ધીરજવા—હો માતા
ચોદ બરસકી અવધ બીતેગી, પીછે આવું નગરવા—હો માતા
માત પીતા ગુરૂકા કહા ન માને, ઉનકુ જાનો સુરખવા—હો માતા
મીથ્યા ધરમ સબ ઉનકા જાનો, જૈસી કપટ નજરવા—હો માતા
ઇસી ખાતર પીતાકા બચન, મેં તો પાળું આખરવા—હો.
રૂદન કરત હે કૌસલ્યા માઇ, મેરે જાતે કુંવરવા—હો માતા.
દેવીદાસ કે પીયા સીધારે, ક્યું કર રહે જીવરવા—હો માતા.

## ॥ પદ ॥ ૩૨ ॥

પ્રભુજી કૃપા કરો ભગવાન—એ રાગ

સુભાગી નામ અખંડ સુમરો, નામ અખંડ શુમરો—ટેક
ઉમંગ સહીત પગલાં માંડો, પંથ નીકે અપરો—સુભાગી.
જાગોની હવે નીંદ્રા વસથી, આળસ તજો ન ડરો—સુભાગી.
નામ જપો અખંડ અવીનાશી, બળ નીજ પાછું મરો—સુભાગી
કામ ક્રોધ મેવાસી મારો, જન્મ સુફલ કરો—સુભાગી.
ભક્તી માંડી હંકાર છાંડો, અજ્ઞાન કરથી હરો—શુભાગી.
શીલ સંતોષ બખતર પેહેરો, શુમન બરછી કરો—સુભાગી.
સુમરન ઢાલ કર ગ્રહીને, કુમત સંગ લડો—સુભાગી.
પાંચ પચીશ પરમોધીને, નામ વણજે ફેરો—સુભાગી.
આનંદ ગુણ પ્રેમથી ગાવો, શુરા રણ વીચરો—સુભાગી
દેવીદાસ ગુરૂ કીરપાથી, ભવસાગર તરો—સુભાગી.

## ॥ પદ ॥ ૩૩ ॥

રાધા વીલાપ

ઘરસે ગઇ મેરી પ્યારી—એ રાગ.

મેરે કહાં ગએ ગીરધારી, સોચ કરત રાધા નારી—એ રાગ.
બીંદ્રા બનકે બનમે, મોહન મોરલી વાતે, સબ ગોપી મનાવનકું,
અમરૂત પીલાને, એસે નંદરાજ દુલારી—સોચ કરત.
ખેલત ગેંદ જાઈ ગીરી, જમુના જલમેં, કાલી નાગ નાથકે
લાએ પલમેં, એસે હલ કીએ હે ભારી—સોચ કરત
મુજે છોડકે કહાં ગએ પ્રીતમ પ્યારે; ઉગન મીલી હે કોન તુજે,
મોહ ફાંશ ડારે, એસી કોન મીલી ધુતારી—સોચ કરત.
તન મન તુમકુ સોંપે, નેત્ર બહત હે નીર, અબ મુજપે કરૂણા કીજે.
બીજત હે ચીર, મેરી સુધબુધ સાન વીસારી—સોચ કરત
જમુનામે નાહાને ગએ, દીલ મીલ સબ ત્રીયા, ચીર લેકે કદમકે,
ઝાડપે ચડીયા, જબ મારીથી પ્રેમ કટારી—સોચ કરત.

અગ્નીમાં અકળાઓ અતી, રાખ્યો તેણે ઠામ,
બંધન તારા છોડયા તેનો, માન તું આભાર—શું.

જન્મ શુફલ કરી લેને, આજ ભવ માંહી,
આ દાવ આવે નહીં, હેએ તું વીચાર—શું.

ગુરૂ વીના કોઈ કાલે, છુટસો નહીં,
આયુષ આ તો ચાલ્યું વહી, શું લગાડે વાર—શું.

પુઠે મંડયો કાલ તારી, થાને તું હુશીયાર,
ચોંપ કરી જલદી બાંધો, પાણી પેહેલાં પાર—શું.

કહે દેવીદાશ ગુરૂ ચરણે લાગ્યું મન,
પ્રીત તોડી પાછલી ઝેર, લાગ્યો છે સંસાર—શું.

## ॥ પદ ॥ ૩૬ ॥

## મનને ઉપદેશ

ઓ મારા પ્રાણ દાતાર—એ રાગ.

ઓ મારા મન ભમરા, કહુંછું હું વારી વારી,
રામ રટણ રાખ રૂદે, જેથી થાવ આનંદકારી—ઓ મારા

ભજી ભગવાન ભરતજીએ, તજી છે સોલસે નારી.
મોહ માયા સાથ નહીં આવે કામ, જુવો દીલ વીચારી—ઓ

કોટી જન થયાં પાવન, કરી ભકતી અતી સારી,
માટે ચેત ગા ગોપાળ, મહા કૃપાળ કષ્ટ હારી—ઓ મારા.

દર્શન દેઈને દુ:ખળાં, કરસે દુર ગીરીવર ધારી,
શ્વાસ ઉશ્વાસ લેવો નામ, ભજો દેવ મોરારી—ઓ મારા.

એના નથી કંઇ બીજી, વીના રામ નથી બારી,
એને મુકી બીજાને ભજો તો ફજેતી થસે તારી—ઓ.

કહે દેવીદાસ ગુરૂ વીના, પાસે દુ:ખ અતી ભારી,
એક વાર નામ લીધું જેણે, મન તેની બલીહારી—ઓ.

## ॥ પદ ॥ ૩૭ ॥

### મન શીખામણ

રાજ કહુંછું સુની મહારાજ—એ રાગ.

શ્રી ગોવીંદના ગુણ ગાને, મનુષ્ય અવતાર ધર્યો તેં શાને—ટેક.
જીવને જોડેછે મમતા ધાણી, અગ્નાન પાટાએ આંખ બંધાણી—શ્રી.
પડયા પ્રાણી માયાને ઘેરે, છુટી થતા નથી કોઇ છેરે—શ્રી.
બાર કર્મ કરે છે જાણી, પડે નરક વીસે તે પ્રાણી—શ્રી ગોવીંદ.
બારમાં સાર નથી કંઈ જડતો, પ્રગટ દીસે નરકમાં પડતો—શ્રી.
ગયા રણ માંહી રાવણ જેવા. તુચ્છ બને છે સઘળા તેવા—શ્રી.
બુધ્ધી બગાડી છે પેટ ભરવાને, ફુલ ફુલે તે તો ખરવાને—શ્રી.
પાખંડ કરીને પૃથ્વી ખાધી, સતનો સોધ નથી કંઈ સાધી—શ્રી.
ઠગ ગુરથી થઈ ધર્મ હાની, એમ કહે છે મોટા ગુરૂ ગ્નાની—શ્રી.
ગુરૂ કરવા કહ્યા છે કેવા, પોતે તરે ને તારે તેવા—શ્રી ગોવીંદ.
તુચ્છ કર્મનો ત્યાગ પતાવે, પરબ્રહ્મનો પંથ બતાવે—શ્રી ગોવીંદ.
પરબ્રહ્મની ભક્તી જે ભુલે, તેતો દુષ્ટ ખુધીથી ડુલે—શ્રી ગોવીંદ.
ઘટ ઘટ બોલે તેને જાણ, મુકી દે તું મનની તાણ—શ્રી ગોવીંદ.
જેનું મન વસ્યું હરી માંહી, તેને જન્મ મરણ આવે નાહી—શ્રી
સેખ ધરે જો સીધી થાય, બાંડ ભલાથા વૈકુંઠ જાય—શ્રી. ગોવીંદ.
હરી ભજન થકી ભય ટળે, જેવા ભાવ તેવા હરી મળે—શ્રી.
જીતી બાજી તું હારીસ નહીં, સમજુને સીખામણ કહી—શ્રી.
સાંધા વાંધા એ મનનું કામ, એક સુમર સીતા રામ—શ્રી.
હેતે સુમર શીરજનહાર, આ તો સપનું છે સંસાર—શ્રી ગોવીંદ.
ગુરની ભક્તી વસે ઉર જેને, ત્રીગુણ માયા નડે નહી તેને—શ્રી.
ગુરને ભાવે ભાવે જે યાચે, તેતો નીશ્ચે વઈકુંઠ જાશે—શ્રી.
દેવીદાસ હરી ગુણ ગાય,—લક્ષ ચોરાશી તુરત જાઈ—શ્રી ગોવીંદ.

## ॥ પદ ॥ ૩૮ ॥

શાંભળો માત પીતા સુખદાઈ—એ રાગ.

ભજ મન સત ગુરૂ કરલે બીચારા, વાંહકુ મંન્છા લીએ અવતારા—ટેક
સુભાકો જન પાર ઊતર ગએ, આગે ઊનકા કહું બીસ્તારા—ભજ.
નરસે મેહેતાકી હુંડી સીકારી, ધ્રુ અચળ પદ પાએ નીરધારા—ભજ
સુદામાજીકા દાલીદ્ર ખોયા, કંચન મંદીર ઊનકા સંવારા—ભજ.
મીરાંબાઈ પ્રલ્હાદ ભભીક્ષણ, મુક્ત ગજરાજ ઉભારા—ભજ મન.
ઓધવ લોમસ અમર રહીઆ, તીર ગઓ રોહીદાસ ચમારા—ભજ.
બીક્રમ બૈતાલ ઓર કબીરા, તીર ગએ એક પાપી ચંડારા—ભજ.
દ્રુપદી કે ચીર બઢાએ, લાજ રખી દેખે સબ સંસારા—ભજ.
કઠન નામે ગુનકા તારી, કૃપા કર અજામેલ ઓધારા—ભજ.
એસે અનેક ભગતનકુ તારે, સબ સંતનકા કામ સુધારા—ભજ.
એસી સીખમાની ભજનેમનમેરા, પાપસે હોઈગા મુક્ત તુમારા—ભજ.
જો તુમ ચાહો અપને તારનકુ, શરન ગ્રહો જાવો ગુરૂકે દુવારા—ભજ
ગુરૂ પદ લેનર નીજમત રોપત, યું નાહીં છુટે જમ જંનરા—ભજ
સત મન મનમે રખોની રૂપા, જબહી હોવેગા ચટ ઊજીયારા—ભજ
ગુરૂ બચનપે રખો બીશ્વાસા લક્ષ ચોરાશી છુટે નીસતારા—ભજ.
ઉન મુની સંગે ધ્યાન લગાવો, તબહી હોવેગા યું નીરધારા ભજ.
ભાવે કભાવે ભજો પરીબ્રહ્મ, સમરથ સહીકો શ્રીજનહારા—ભજ.
દેવીદાશ હરી ઉર ધારે, શીશ મેરા ચરન પરીવારા—ભજ

## ॥ પદ ॥ ૩૯ ॥

### ગુરૂ વીનંતી.

પીઓ પીઓને રાજ ચંપીન રંગ—એ રાગ.

દીઓ દીઓ સુખુકી કરૂણા કરી, કરૂણા કરી ગુરૂ પ્રેમ ભરી—દીઓ.
ભવદુઃખ ભંજન અધમ ઓધારણ, દુષ્ટ સંહારો દુઃખ હરી—દીઓ.
ભવ સાગરમેં બુડતા તારો, અરજ હમારી ઉર ધરી—દીઓ.
કામ ક્રોધની કઠણ અગારી, માર હટાવો હરેજરી—દીઓ દીઓ
દેવીદાશ દયા કીજે દમપર, બાનાની પ્રભુ લાજ ધરી—દીઓ.

## ॥ પદ ॥ ૪૦ ॥

દરપન બન ચેહેરા ચમક રહ્યા—એ રાગ.

મોરી લગની ગુરૂજીસે લાગી, ઝનનનનન બંશી વાગી--મોરી લગની
ભવસાગરમેં ભટકા બહોત દીન, મોરી ભ્રાંતી ગુરૂજીએ ભાગી-મોરી
ચીતકુ ચેલા કીઆ જબહી, ભીક્ષા હે અબધુત બેરાગી—મોરી
મન મુરસદસેં પ્રીત કરકે, પાપી નીંદસે મેં જાગી—મોરી લગની
એક બાશના ગુરૂ ચરણકી, ઓર બાસના મેં ત્યાગી—મોરી.
તરવેણીકે તીરા ઊપર, જળહળ જ્યોત અગમ જાગી—મોરી.
દેવીદાસ ગુરૂ ક્ષીરપાસે, શુરતી ધધનમેં મોરી લાગી—મોરી.

## ॥ પદ ॥ ૪૧ ॥

મન હેતે ભજી લે હરીને, દ્રઢ વીશ્વાસ હીરદે ધરીને--ટેક.
હરી હીરો તેં હાથથી ગુમાવ્યો. ગુણાવાદ પ્રભુકો નહી ગાયો.
મેલી શરવે જવું છે મરીને—મન હેતે,
દેહાં ધરીને શું રે કમાયો, લાભ ગયો ને ઉલટો લુંટાયો.
ઠર્યો ઠેઠ સુધી કીચમાં ઠરીને—મન હેતે.
અલ્પ આયુષ તો ઉડી જાસે, સમો આવસે શા હાલ થાસે
એમ ચેત તું કાળથી ડરીને—મન હેતે.
દુરાચરણે ઘણાં ખેલ ખેલ્યો, કસો સ્વાદ એકે નથી મેલ્યો,
ફર્યો પુરો દેખ પાછું ફરીને—મન હેતે.
કંઇ એક ગયા તુજ જોતા, સગાં સાથી રહ્યાં સઉ રોતાં,
ભમ્યો ભુંડો ચાર ભુવમાં ભરીને—મન હેતે.
હજી ચેતો બાજી હાથમાં છે, દયાપણું દીના નાથમાં છે,
કર સમરણ ટકું આચરીને—મન હેતે.
તજો ગર્વ સર્વ મીથ્યા તપાસી, એમ સત્ય કહે છે દેવીદાસી,
રાજ ભજનથી જસે તું તરીને—મન હેતે.

## ॥ પદ ॥ ૪૨ ॥

દરપન બન ચેહેરા ચમક રહા—એ રાગ.

દરસન બીન અંખીયાં તરસ રહી, તરશ રહી તરશાએ રહી—દરસન
લગન લગાકે પીઆ મોરે બીછડે બ્યાકુલ સખીયાં સબ ભઇ—દરસન
તલફતી ફીરૂં બન બન ઢુંઢું, પીયું બીન પલ રહા જાઇ નહી—દરસન
એહી પાર ગોકુલ ઓહી પાર મથુરા, બીચ જમુના જાત વહી—દરસન
સોવત હું મોહે નીંદ ન આવે, અખીઓ મેરે સબ જાત વહી—દર૦
દેવીદાસકે બાબા જને માસે, છબી રખું અંતર ગ્રહી—દરસન બીન

## ॥ પદ ॥૪૩ ॥

રાગ મરશીઆનો.

હાય હાય રે વખત જાય છે સારો, વખત જાય છે સારો,
એનાં સુફલ કરો જનમારો રે—હાય હાય રે.
જેવો પાણીનો છે પરપોટો, એવો દેહી ભરૂસો ખોટો,
એક અખંડ સત ગુરૂ મોટો રે—હાય હાય રે
આનો સ્વપનું છે સંસાર, એને જતાં ન લાગે વાર,
એવું જાણો સહુ નીરધાર રે—હાય હાય રે.
કર્યું તેતો ભોગવવું પડશે. અંતે પાપ તો આવી નડશે,
ત્યારે વાહારે આવી કોણ ચડસે રે—હાય હાય રે.
માટે પ્રભુ ભજોને ભાઇ, એજ સાથે આવસે કમાઇ,
બીજી સર્વે જુઠી સગાઇ રે—હાય હાય રે.
કર હરીથી સગપણ સાચું, હીંઆ રેહેવાનું છે કાચું,
નહી તો ફાટી જસે તારૂં ડાચું—હાય હાય રે.
હવે છોડીને તું હંકાર, પ્રીતે ભજી લો જુગદાધાર,
જેથી ઉતરસો ભવ પાર રે—હાય હાય રે.
શ્રી રામ ભજો નરનાર, (તો) નહીં જશો નર્ક મોઝાર,
દેવીદાસ કહે વારંવાર રે—હાય હાય રે.

## ॥ પદ ॥ ૪૪ ॥

### રાધાવીલાપ

.મેરા ગમકા તરાના—એ રાગ.

મને છેલ છોગાળા મોરલીવાળા મુકી ક્યાં જાવો છો;
તમે થાવો ન ન્યારા આંખોના તારા—મુકી ક્યાં.

કુળ લાજ તજીને, બશીમાં હું મોહી,
જો હું એહવું જાણતે, તો કરતે પ્રીત જોઈ,
ઉઠે હૈયે અંગારા, દુઃખના દહાડા, કેમ હું ગાળુ—મુકી ક્યાં
બીજે ક્યાં જઈને, શુખ તમે માણો, ચુક પડી શું માહેરી, જે ફર
આણો, વહે આંસુની ધારા, શુખ દુવારા જાગશે ગાહરા— મુકી ક્યાં
તન મન સર્વ સોપ્યું છે, ઝાલ્યો તારો હાથ, હવે તરછોડી ક્યાં
જાવ છો પ્યારા કામણગારા—મુકી ક્યાં.
કહુ છે લીલાસરછ, જાનો ક્યાં મારા રાજ, નંદજીની આણ છે. જસો,
તો મહારાજ નામ રમતીઆરા ચંદન ગારા મોક્ષ દુવારા—મુકી

## ॥ પદ ॥ ૪૫ ॥

પ્યારી પતા માફ કરો પુરં કશુર હે—એ રાગ.

સુમરન કર રામકા રૈજમહેરહે, સતગુરૂજી કે નામસે એ દુષ્ટ દુર રહે-ટેક
એ દુનીઆં કે ફંદ શું સંબધો છોળ દે, ભવ બંધન ખુળાનેકુ
જરૂર હજુર હે—સુમરન.
પ્રીત કીજે સંતોકી એ જ્ઞાનઉરસે,ઉરમેભક્તિમુક્તિશબભરપુરહે-સુમ
હરી હીરા હાથસેક્યું ડાલ દેત હે, એ અવસર સુધારનેકા તુજે જરૂર હે--
નામ બીના ડુબેહે સકલ સંસાર, ચેત મનજલ્દીતેરીબળીકશુરહે-સુ
શ્રીરામ ગુણ ગાઈ લે એ દાવ તેરા હે,દેવીદાસ ચરણોમેચકચુરહે-સુ

## ॥ પદ ॥ ૪૬ ॥

બીબીજાન સુનીએ જરી—એ રાગ

ખોજ મત કરોને જરી, કરોને જરી કારેને જરી—ટેક.

દેવતા જેમ પત્થરમાં એમ, કાયામાં કીરતાર,
ઈચ્છા જો હોય જોવાની તો, ચકમક મેહેર ઝાર—ખોજ
હીરા છે મેદાનમાં રે, ભીરલાને હાથ જાઈ,
ઝવેરી હોય તો પલમાં ઉપાડે, મુરખ ગોથાં ખાઇ—ખોજ.
કસ્તુરી તો કમલ વસે, મરઘ વન ભટકાય,
કાલ અચાનક આવસે ત્યારે, થરથર ધ્રુજસે કાય—ખોજ.
રનુંકારમાં રમી રહ્યો છે, નીરાધારની પાસ,
ગુરૂ કીરપાથી જુવો તમાસો, કહે છે દેશીદાસ—ખોજ.

## ॥ પદ ॥ ૪૭ ॥

### દાણુ લીલા.

શું દર્સ તું ને જાવા, દુઃખી થાવા—એ રાગ.

છોડ છોડ કૃષ્ન કાળા, મોરલીવાળા, તમે શીદ રોકાછો વાટ,
મને જાવા દો જમુના ઘાટ, દાણુ સેના મોઝે ભાળા—મોરલીવાળા
નહીં ઘટે તમુને એ રીત, કબ લાગે પ્યારી તુજ પ્રીત, છબી જોઈ
ચોંટયું મારૂંચીત, અરે નહીં તો કરત વીપરીત, જગતુ ઠીમોતનમાળા—મો
હું મન તો સાંભાને રહી, મારી સરખી સાહેલીઓ ગઇ, મારી વખત
જાય છે વહી, નહી વેચાસે મારૂં મહી, ખોળ હવે વાટ સામળા—મો.
તમો લાજો નહીં લગાર, એક મારે માથે છે ભાર, રસીયાજી લાવોને
પ્યાર, હવે મુજને થાય છે વાર, શું કરો નેન ચાળા—મોરલી.
હું હારી છું દીલજાન, આ વચને કર્યું તું માન, દેવીદાસ ધરે નીત
ધ્યાન. મારા મંદીર પધારો કહાન, જેથી નીત દર્શન આળા—મોર.

## ॥ પદ ॥ ૪૮ ॥

### સત્ય ભકતી કરવા વીષે.

જુવો પીતાજી નજરે કરીને—એ રાગ.

કયા તુમ ખોજો બાર મુકી વારા, ભકતીકા મારગ ઔર હૈ ન્યારા—ટેક

## ॥ પદ ॥ ૫૦ ॥

દશા આ શી થઈ મારી—એ રાહ.

નાગી ભજ તો ગીરધારી. આગે સી ગત થશે તાહારી—ટેક.
ભુલે નાગી બાલપણાના, હીરો ખોઓ ગમાર, માયામાં મુંઝાઈ રહેગો
ધીક છે અવતાર. દીધી આ દેહ સુંદર સારી—આગે શી.
કૃપા કીધી તુજને ઘણી જઠરાગ્નીથી રાખ્યો. એકુદન હરીનું નામ
મુખ નહીં ભાખ્યો, ગર્ભ દુઃખ મુક્યું વીસારી—આગે શી.
જશા ગુજાતી તાહારી, અમરૂતને આરે, તેને તો ભુલી ચાલ્યો,
શંસાર ભારે, ફજેતી તો થસે ભારી—આગે શી.
માત પીતાને કુલ બંધવ, નહીં આવે કોઈ કામ, અંતે જાવું એકલાં
શુમર શ્રી રામ, સીખામણ માન તું મારી—આગે શી.
દેવીદાસ હરી વના, અંતે તું પસ્તાસે, આજ કાલ કરતાં પ્રાણી
આવુષ્ય તો જાસે, હરી નામ લે તું સંભારી—આગે શી.

## ॥ પદ ॥ ૫૧ ॥

પ્રભુ મુજપર એકાએક આ શીતમ તે શું થયું—એ રાહ.

સત ગુરૂ તોરે કારણે મેરા મન દીવાના હો ગયા,
મન દીવાના હો ગયા, દીલ દીવાના હો ગયા—ટેક.
ભભુત લગાઈ કે, જોગન હોકે ફીરૂં
કહાં જાઉં ઢુંઢુ મેરા મન તલપ હો રહા—સત.
આસ સબ છોડકે, પ્રીત તુમ સંગ કીની,
લગન લગાઈ પીછે નાથજી બીછડ ગયા—સત.
આજ મોરે મંદીર પધારો કહુંછું કરગરી,
તુમ બીન નાથજી મેરા મન તો વ્યાકુલ ભયા—સત.
આશ હે મુજકુ તેરી, દર્શન દીજે સ્વામી,
કહેતે દેવીદાસજી અબ મુજપર કીજે દયા—સત.

## ॥ પદ ॥ ૫૨ ॥

પ્રભુ મુજપર એકાએક, આ શીતમ તે શું થયું—એ રાગ.

મોહન તોરા નામપર હું જાઉં રે વારી વારી,
ધન્ય ભાયગ માહેરૂં આવ્યા આજ મોરારી—ટેક.

આજ આનંદ છે ઘણો, ચોંટયા મારા ચીતમાં,
અબીલ ને ગુલાલ તો ઉડે છે અતી ભારી—મોહન.

પાવન કર્યાં લોચન, અલબેલાએ આવીને,
મોતીડે વધાવ્યા મેં તો હર્ષે કુંજબીહારી—મોહન.

રસીયાજી રસમાં હું તો રહી છું બુડી,
મનોહર મુરતી લાગે છે મુજને પ્યારી—મોહન

સ્યામ છબી નીરખી, મોહી રહ્યું મન માહારૂં,
કહે છે દેવીદાશજી સદા છું હું દાસી તારી—મોહન.

## ॥ પદ ॥ ૫૩ ॥

તુ ન કુમલા જીઅરવા હો પીતા મોરા—એ રાગ.

ક્યા જુગતસે ડરના, હો હંશા મોરા—ટેક.
ધર્મ ધનુષ્ય, ખડગ લેકે, નીર્ભય નીસાન ચડના, હો હંશા મોરા—ક્યા
ભક્તિકી શમશેર લેકે ભાઈ, કાલ બલીસે લડના, હો હંશા—ક્યા
બડી ગરીબી ગ્યાન ધ્યાનકી. કુમત માર બશ કરના, હો હંશા—ક્યા
ગ્યાનકા ઘોડા સબ્દલગામ, પ્રેમકી ચાબુક કર ધરના, હો હંશા—ક્યા
કામ ક્રોધકી ગરદન મારી, સત ગુરૂનામ સુમરના, હો હંશા—ક્યા
પાંચકુ માર પચીશકુ બશકર, ભવ જલ પાર ઉતરના, હો હંશા—ક્યા
સત્ય નામકી સુરત સીધારી, ઠીક વાહાં જઈ ઠરના, હો હંશા—ક્યા
સુરા હોકે સનમુખ રેહેના, સત્યે નામસે મરના, હો હંસા—ક્યા
દેવીદાશજી કહે સમજાઈ, એક અમર વર વરના, હો હંશા—ક્યા

## ॥ પદ ॥ ૫૪ ॥

એવી રે રંભા જાની જાવા કેમ દઈએ—એ રાહ.

એવુ રે જાની છતી બાજી કેમ ખોઇએ—ટેક.

ચાર દનનું ચાદરણું ને, ફરી અંધારી રાત;
ધન ને દોલત ગાથા મુકી, જાવું જમ સંઘાત રે—એવું રે
ભાઈ બંધ ને કુટુંબ કબીલા, સ્વારથના સહુ બાપ;
અંતકાળે અલગા રેહેશે, ત્યારે કોણુ શહાય રે —એવું રે.
ચઉદ ચોકડી રાજ ખોયુ, રાવણે તમામ,
માન્યું નહી મદોદરીનુ, કીધું કુડું કામ રે—એવું રે.
જેવું કરવું તેવું ભરવું, અંતે નીરાધાર;
સત્ય થકી પાર ઊતરશુ, નહી તો નરક મોઝાર રે—એવું રે.
ગરવ કરીને થંબ ધીકાવ્યો, હરહરના કંશરાય;
નરશીંહ રૂપે કંશ વધેરયો, પ્રેહલાદ વાહાર થાય રે—એવું રે
નર તન પામી સાહેબ સમરો, નહી તો થસો ઉદાશ;
રામ ભજનથી કંઈ એક તરીઆ, કહે છે દેવીદાશ રે-એવું રે

## ॥ પદ ॥ ૫૫ ॥

પાટણના નરપનથી તુજ મોહોસે, પદમણી નારી--એ રાહ

અંતે દુઃખથી ધુસે બહુ તારી, સભારી લે હરી—ટેક.

ગર્ભ રક્ષા કીધી અતી, કૃપા કીધી છે વીશ્વપતી;
તેને ગયો તું હવે વીસરીને, માયા મન ધરી—અંતે.
કાલાવાલા કરી આવ્યો, મુઠ બાંધી હીરો લાવ્યો;
ભોગ જોબન ધન માયા રે જોઈને, ભુલી તારી ફરી—અંતે
કરી નથી બેહો લગાર, ભુલી ગયો તું કોલ કરાર;
બહુ આગ્રહથી તુ તો ગયો છે, માન કહ્યું ભરી—અંતે

## ॥ પદ ॥ ૩૮ ॥

રાગ છંદર સવાયાનો

પ્યારા મારા બંધુઓ, રાજી થયા કે નહીં;
મન બોધ દેવા કાજ, રચ્યો ગ્રંથ સહી—ટેક.
વાંચી મીત્ર વાલજો, શુધ્ધ ભાવથી;
જેથી સુખ પામશો. હું કહું છું કથી—પ્યારા
વીધ વીધ રાગ સાથ, બોધછે બહુ;
માટે ગ્રંથ લેજો તમે, હરખે સહુ—પ્યારા
જુજ તો કીંમત છે, નથી વધારે દામ;
સુજ્ઞ ભાઈ બેંને, કહેજો બીજે ઠામ—પ્યારા
ગ્રંથ આ છપાવવા, મત કીધો ખરો;
તેથી મીત્ર મારા સહુ, દેજો આસરો—પ્યારા
દાસ છું હું સર્વેનો; નથી મતી મારી;
ભુલ ચુક મીત્ર મારા, લેજો સંભારી—પ્યારા
વીનંતી કરૂં છું હુંતો, બેવ હાથ જોડ;
માફ સહુ કરજો મને, કોઇ ન દેશો ખોડ—પ્યારા
પ્રત બાકી છે થોડી, ખરીદો જલદી ભાઈ;
પછી મલવાની નથી, રેશો પસતાઈ—પ્યારા
ધન દોલત કંઇ, નહીં આવે કામ ;
ભક્તી કરો આવે સહુ, ભજો શ્રી રામ—પ્યારા

સમાપ્ત.

# જાહેર ખબર.



આ પુસ્તક સુરત સૈયદપુરા, કતારગામની ભાગળ પાસે અખુભાઇના ટેકરાપર કેવલદાસ બીન ભગવાનદાસજીની મેડીએથી રોકડી કીમતે મળશે.

## દોહરો

"ગ્રંથ વાંચ્યો હરખે થકું, ક્રમ ક્રમ લાગે રંગ,
ફરી ફરી વાંચવા તણો, થાય મન ઉમંગ.

## ચોપાઇ

નાહીં ફરી વખત થોડા છે,
આ અમુલ્ય ગ્રંથ લખ્યો ગોજો છે.
ગોધ સાર જ્ઞાન ખોળ્યા છે,
મહા કૃપાળુ શંકર ભોળા છે.